# અનુપમ વેલડી

યાને [illegible]

## ચાલુ ચીતાર.



પ્રકાશક

ધીરજલાલ છોટાલાલ ડીગસવાળા.



સુરત સીટી પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.

ॐ

# "અનુપમ વેલડી"

યાને

# ચાલુ ચીતાર.


પ્રકાશક

ડા. ધીરજલાલ છોટાલાલ ડીગસવાળા.



એજન્ટ.

શા. ચુનીલાલ મગનલાલ મનહર પુસ્તકાલય

ઠેo લીમડાચોક—સુરત.





સંવત ૧૯૭૩ સન ૧૯૧૬

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦

કિંમત ૦-૨-૬.

# પ્રસ્તાવના.



સદરહુ ચોપડીની પ્રસ્તાવનાની જરૂર નથી કારણકે મારા હૃદયમાં કાંઇક એવીજ અભીલાશા ઉત્પન થવાથી આ ચોપડી બહાર પાડી છે તો વાંચક મહેરબાનોએ કાંઇક ભુલ હોય તો સુધારી વાંચવા નમ્ર વિનંતી છે, સદરહુ ચોપડીનો બીજો ભાગ થોડી મુદતમાં બહાર પડશે.

એજ લી૦

લેખક.

# જાહેર ખબર.



સદરહુ પુસ્તક મળવાનું ઠેકાણું.

ડા. ધીરજલાલ છોટાલાલ પાસેથી અગર

---

કમીશન એજન્ટ

## શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

પબ્લીશર એન્ડ કમીશન એજન્ટ

ઠે૦ લીમડાચોક—સુરત.

---

તથા,

## શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર

ઠે૦ લીમડાચોક—સુરત.

ॐ

શ્રી પરમાત્મેનમઃ

# અનુપમ-વેલડી

યાને

## ચાલુ ચીતાર.



રાગ ચોપાઇ.

ઇસ્ટ દેવને પાયે પડી,
વાત કહું છું સઉને વડી;
એક હતી કોઈ સુંદર નાર,
તેનો હું કહું છું વીસ્તાર.
કાંન્તી સતી સીરોમણ તણી,
અવગુણ તેનાં શું કહું ગણી;

કનક પાત્ર વીખ ભરીયું જેમ,
કાયા સુંદીર દીસે તેમ.
ખુબસુરતી તેની શું કહું,
જોતાં મોહ પામે છે સહુ;
પ્રપંચમાં પોંચેલી હતી,
કપટજાળમાં કુશળ હતી.
નીત્યે કર્મો કુડાં કરે,
સહુનું પાપ ઉપાડી ફરે;
લોકોના સુખો જોઈ બળે,
ભરી દરબાર વીવેચન કરે.
સાંજે કચેરી ઘરમાં થાય,
સભાસદો સહુ આવી ભરાય;
પતિનો ધાક ગણે નહિ જેહ.
અગર વીધવા હોએ તેહ.
સહુ સખીઓ ત્યાં ભેળી થાય,
કથા મોટી નિંદા વંચાય.
કરી વીવેચન વેમજ ખુએ,
લોકોના પાપોને ધુએ;

સહુ કોની નિંદાઓ કરે,
પાપથી ઉદર તેઓ ભરે.

બાહારગામ કાંઈ જાવું પડે,
તાંહા પુલારો મારી ફરે,
કૃપા હમોપર ઈશ્વર તણી,
સુખ સંપત્તિ આપી ઘણી.

હમો ઘણાં મોટા છે સહી,
હમને કોઈની પરવા નહી;
કરે ઉપમા પોતે કથી,
જાણે કોઇ ઓાળખતું નથી.
મોટાઈ મુખે બહુ ભણે,
સમજુ જન સહુ હલકી ગણે;

+ + + + + + +

તેણે રાખ્યો તો એક જાર,
તેની બહુ લેતી સંભાળ.
પ્રાછીતો બહુ ચોકાં કરે,
નીચ કર્મો ડેલી આચરે;

મીઠા કપટી વદી વચન,
પતિ તણું તો રાખે મન.
ભોળો પતિ કંઈ જાણે નહિ,
મુજ પ્રીયામાં છે કંઈ નહિ;
હેત બતાવે અપરંપાર,
મારે માથે છો ભરથાર.
સ્વામી સેવા શું કહું કથી,
આપ પ્રતાપે કંઇ દુઃખ નથી;

+ + + + + +

દીયર ઘરમાં તેનો હતો,
અક્કલમાં પોંચેલો હતો.
જુએ ચલણ તે ભાભી તણાં,
વેમ આવે છે મનમાં ઘણા;
પણ સમજુ કાંઇ બોલે નહિ,
કપટ ભાભીનું જાણે સહિ.
મનમાં એહ વીચારે આપ,
નથી ફોડવું એનું પાપ;

કરસે તે ભોગવસે સહિ,
ગરની ઇજ્જત ખોવી નહિ.
પ્રેમાધીન મોટાભાઇ થયા,
હેત ભ્રાતનું ભુલી ગયા.
સાસુ ઘરમાં ઘરડી હતી,
તેનાથી બહુ અવળી જતી.
વકકર તેનો નહિ તલભાર,
એટલે ડોશી બહુ લાચાર.
એક દીવસ કંઈ એવું થયું,
ઘર વીષે કોઈએ નવ રયું.
સરવે ગયાતા ફરવા બહાર,
એકલી ઘરમાં રહિ છે નાર.
જાર પુરૂસ ત્યાં આવી ચઢયો,
યાર વાત લેજતમાં પડયો.
વહુ તણો દીયર છે જેહ,
આવી ચઢયો અચાનક તેહ.
જોઇ યારને છુપો રહ્યો,
ગુપ્ત વાત સાંભળવા રહ્યો.

વાતો પુરી થઈ જેટલે,
ચાર બહાર નીકર્યો તેટલે.
દીયર કહે ભાભી જઈ પાસ,
વાત કહું તે સાંભળ ખાસ.
દુનીઆનો રાખો કંઈ ધાક,
ઘરનું શું ખોવું છે નાક.
ઘણી વખત મેં જાણ્યું પાપ.
પણ બોલું નહિં સમજી આપ,
ઘરની ઈજ્જત આપણી જશે,
તે સમજી નહિ બોલતો કશે.
મુજ દીલમાં બહુ લાગે અરે,
માટે સીખ દઉં છું ખરે.
મુજથી એ સહેવાતુ નથી,
મુજ નજરે જોવાતુ નથી.
મોટા ભાઇ આવે જેવાર,
વાત બની તે કહું વીસ્તાર.
સુણુતામાં બહુ ગુસ્સે ચઢી,
પગની જવારા માથે અડી.

મનમાં એહ વીચારે આપ,
હવે નહિ રહે છાનું પાપ.
દીયરજીએ જાણી વાત,
માટે કરવી એની ઘાત.
એની ઘાત જો હું નહિ કરૂં,
તો પણ મોતે નિશ્ચે મરૂં.
વાત બધે કરશે જ્યાહરે,
ફીટકારો મલશે ત્યાહરે.
સૌ ફીટકારો કરશે ઘણાં,
મુજ દુખમાં નહિ રહેશે મણાં.
સહુમાં લજ્જા મારી જશે,
પોગળ સઘળાં ખુલ્લાં થશે.
ઘણી વખત એ મુજને નડે,
મુજ સુખમાંએ દુખજ કરે.
માટે એનો ઘાતજ કરૂં,
ત્યાર પછી નીરભયથી ફરૂં;
હમણાં કરી દઉં એવું કામ,
નહિ તો પતિને કહેશે તમામ.

હાસ્ય કરી બોલી તે નાર,
વાલા હીયર તસ્દી લ્યો લગાર;
ગરમી આજ પડી છે બહુ,
ભાંગ કરે તો પીએ સહુ.
મુજ એકલી માટે કંઈ,
તસ્તી પોતે લેશો નઈ;
આપ પીશો જો કંઈક લગાર,
તો તો ભાંગ કરો તૈયાર.
એવું સુણીને લેવા ગયો,
અબળાને બહુ આનંદ થયો;
ભાંગ ઘુંટી તૈયારજ કરી,
હાસ્ય કરે છે બહુ સુંદરી.
સુણો શાણા હીયરજી વાત,
પ્રથમ ભાંગ પીઓની આપ;
સમ દઈને પીવાડી ઘણી,
અચેત બુદ્ધી થઈ તે તણી.
એટલે વળતી બોલી નાર,
તમને ભાંગ ચડી છે અપાર.

માટે હું કહું છું તે કરો,
દહિ આપું તે ભક્ષજ કરો.

હું કહું છું તેમ કરશો નહિ,
ખટાસ વીણુ ઉતરશે નહિ;
દહિમાં ભેળી આપ્યું વીષ,
ભાભીની થંડી થઈ રીસ.

વીષ બરાબર અંગે ચઢયું,
ઘડી બે ત્રણુમાં મૃત્યુ થયું;
આરામના ઓરડામાં લઈ,
પલંગ ઉપર સુવાડયો જઈ.

પાપણીને નહિ આવી દયા,
પુન સઘળાં પરવારી ગયાં;
પતિ આવ્યો તે રામા તણો,
વિનોદ હાસ્યે કીધો ઘણો.

પછી વખત વાળુની થઈ,
સ્વામી કહે ભાઈ આવ્યો નઈ;
બોલી પાપણી કરી વીવેક,

કપટજાળને પાથરી છેક.

× × ×

× × × અપૂર્ણ.

બાકી વારતા રહિ છે જેહ,

ભાગ બીજે કહેવાશે તેહ.

# મુજ દીલમાં કંઇ કંઇ થાય છે.

તોટક છંદ.

(સખી સ્વપ્ન મહીં મનમોહન મેં–એ રાગમાં પણ ગવાશે.)

સખિ સાથી અરે હું ઘેલી થઇ,
મન વ્યાકુળથી બેસુદ્ધ થઇ;
મુજ ચંચળ ચીત્ત ડુબાયે છે,
મુજ દીલમાં કંઈ કંઈ થાયે છે. ૧

બેભાસ સહુ કંઇ ભાસે અરે,
કંઈ વિષ ચઢ્યું મુજ અંગે ખરે;
તન મનનું ભાન ભુલાયે છે,
મુજ દીલમાં કંઈ કંઈ થાયે છે. ૨

ચતુરાઇ ગઇ ચિંતાથી ચટકી,
ચાલે નહિ ચરણો છું અટકી;
મન એથી ઘણું મૂંઝાએ છે,
મુજ દીલમાં કંઇ કંઇ થાયે છે. ૩

એહ દુઃખ તણું શું વૃત્તાંત કહું,
શું થાય નથી સમજાતું સહુ;
એવું દર્દ કઠણ કંઇ થાયે છે,
મુજ દીલમાં કંઇ કંઈ થાય છે. ૪

લાચાર બની છું હાય અરે,
ગઈ દેહ કળી કરમાઇ અરે;
મુજથી ક્યાં એ સમજાયે છે,
મુજ દીલમાં કંઈ કંઇ થાયે છે. ૫

કહેને સખિ એહ મને શું થયું,
અતિ સ્વેદથી વસ્ત્ર ભીંજાઈ ગયું;
કંઈ ઔષધથી દુખ જાયે છે,
મુજ દીલમાં કંઇ કંઈ થાયે છે. ૬

# સખીનો જવાબ.

### તોટક છંદ.



તુજ દીલમાં કંઇ કંઇ થાયે છે,
સઘળું મુજથી સમજાયે છે;
રતિ રંગ હૃદય રેલાયે છે,
સ્વામી મલવા ચિત ચાયે છે. ૧
રતિકામ ઘણો કોપાઈ અરે,
વિષ તેનું ચઢયું તુજ અંગ ખરે;
તેથી મન ભાન ભુલાયે છે,
સ્વામી મલવા ચીત ચાયે છે.
પ્રીયતમ સંગે જો પ્રેમે મળી,
જેમ સાંકર દુધની સંગ ભળી;
મનની મુંઝવણ સહુ જાયે છે,
સ્વામી મલવા ચીત ચાયે છે. ૩
એહ દુખતણું સુણ સુખ કહું,
સ્વામી ભેટયે સમજાય સહું;

અતિ આનંદ ઉર ઉભરાયે છે,
સ્વામી મળવા ચીત ચાયે છે. ૪

વિરહા નળથી એશ્યાણી અરે,
ગઇ દેહ કળી કરમાઇ ખરે;
તેથી વ્યાકુળતા થાયે છે,
સ્વામી મળવા ચીત ચાયે છે. ૫

સખિએ બધું સાંભળ સાથી થયું,
શું કારણ વસ્ત્ર ભીંજાઈ ગયું;
પતિ ઔષધથી દુખ જાયે છે,
સ્વામી ભેટયે સુખ થાયે છે. ૬

## દુમિલા છંદ.

કપિ કંઠ મણિ જન રંકકુ રત્ન !
કુપાત્રકુ દાન દીયો ન દીયો !
મતિ મુરખ સંગ વિવેક વિધિ !

નિધિકા જલ જ્યોંહિ પિયો ન પિયો !
મનકોહિ ગુરૂ મન હો ન સકયો !
તજી ભોગહી ભોગ લીયો ન લીયો !
સુનીએ "મણિકાન્ત" કહે તમ સ્નેહિ !
ગંડુકુ જ્ઞાન કિયો ન કિયો !



# શાહુકારોની યાદી.



### મનહર છંદ.

પ્રથમ પદ પામેલો પહેલ વહેલો પંકાએલો.
ડીઘસમા નઈડ પેલો ભીખલો જણાય છે.
બીજો શાહુકાર દેખ નજર ધરીને પેખ,
ઢેડો જુઓ કારીઓ તે બધે વખણાયલો,
ત્રીજો શાહુકાર નહિ દીઠો હોય તો દેખાડું
જુગતેથી જુઓ પેલો માછીવારો વાલીઓ,
એહુથી અધીક સલેપાટ જેવો શાહુકાર,
ડીઘસમાં જુઓ પેલો કુંભાર ખુશાલીઓ,
કોણ કોનાથી ચઢે તેહનું વરણન કરૂં.
કોણ કોનાથી આ જગમાં વખણાય છે.

કારીઆના મોંમા કદી ભંગી થુંકી જાયતોયો,
પાછો પડીને પોંતે નહિ વટલાયતે.
ભીખલાનો જોટો આખી જગત્માં જુઓ પણ,
વાલીઆ સમાન કદી નહિંજ જણાયલો.
કહે હિરાલાલ સુણો સાણા સ્નેહિ મહેરબાનો,
ખુશાલીઓ એ સહુનો ગુરૂજી ગણાય છે.

હીરાલાલ ડાહ્યાભાઈ.



# નળરાજાનો ગરબો.



## રાગ બુરાનપુરી.

નળરાયનું આખ્યાન સુંણો શ્રોતા રાખી ધ્યાન તેના
ગુણનું ગાન કરૂં વરણી.
નૈષધ દેશનો નળ ભૂપ જેનું કંદ્રપ સરખું રૂપ,
અતિ ભાગ્ય અનૂપ ઉત્તમ કરણી.
ત્યાં એકવાર ભૂપ ભુવન દયા દાખવીને મન,
આવ્યા બ્રહ્માના તન નારદમુની;
વળતી મુનીને નળરાય પૂજા કરીને લાગ્યો પાય,
કરી વિનંતી ત્યાંત લગાવી ધુની.
વળતી બોલ્યા મુનીરાય સુંદર સદનની માંય,
પટરાણી તે કયાંય દેખાતા નથી;

ભાખે ભૂપ કરી કરજોડ જોયા દેશ લાખ કરોડ,
નથી સરખે સરખી જોડ રૂપને ગુણથી.
પછે બોલ્યા મુની ત્યાંય એક ઉત્તમ છે કન્યાય,
કુંદનપુરના રાય ભીમકતણી;
જેની સુંદરતા અદભુત રતિભારથી સ્વરૂપ.
જેનું રંભાસુ રૂપ અનુપ ઘણી.
સ્યામા સુંદર શોભા ધામ કામ સરખા મુકે મામ,
તે કુંવરીનું નામ છે દમયંતી;
જેને અમર સરખા ચાય એના જેવી હે નળરાય,
આખા ત્રીલોક માય બીજી કોઇ નથી.
કરી પરવશ પ્રાણુ મુની મારી મોહના બાણુ,
અંતરધ્યાન સુજાણુ થયા છે જતી;
તપે વિરહાનળનો તાપ લાગ્યો પંડમાં પરીતાપ,
કરતો જુવતીનો જાપ રૂદેમાં અતિ.

સાખી.

નિલાંબર પટ પહેરીને, અશ્વે થઇ અસ્વાર;
વનની વાટે વિચર્યો, મૃગીયા રમવા સાર.

વિચર્યો મૃગીઆ રમવા સાર સમાવા વિનતા વ્રેહ અંગાર,
સુકુમાર કુમાર વિરસેન તણો;
ત્યાંથી કદળી વનની માંય પોતે આવીયો નળરાય,
અતિ ભૂપ થાય વ્યાકુળ ઘણો.
લોગી ભૂપ ભાગ્યનીધાન કરે ગોરી ગુણનું ગાન,
દમયંતીનું ધ્યાન રૂદેમાં ધરી;
બાળા બોલોરે વચન એવું ભાખે છે રાજન,
આલિંગન ચુંબન રંભાને કરી.
પછી પંકજ વનની માંય જેની કંચનવરણી કાય,
એવા હુંસ ઘણાય રાયે દીઠડા;
રૂપે રંગે અતિરોળ કરે કાનમાં કલ્લોલ,
બોલે અમૃત જેવા બોલ અતિ મીઠડા.
દેખી હુંસને ગુણવાન ભૂલ્યો માભનીનું ભાન,
થયો શાંતનિદાન અનળ અંગનો;
કરી દારા કેરો દ્રોહ વિસર્યો વિનતા વિછોહ,
ભૂલ્યો ભૂપતિ મોહ મહિલા સંગનો.

કેવળ સુંદરતાનું ધન પંખી દેખી રૂપ રતન,
તેને ઝાલવા થયોરે મન રાજી ઘણો;
કીધું પરાક્રમ પ્રકાસ નાંખી અંબર કેરો પાસ,
ઝાલ્યો નિંદ્રાવસ દાસ વીરંચી તણો.
પતી બંધન દેખી સાર, દોડી હંસણીઓ હજાર,
તેની નારી તેવાર ઉશ્વાસે ભરી;
નળના મસ્તક પેન કરંદ ફરે હંસણીઓના વૃંદ
કરે અબળા આક્રંદ રૂદન કરતી,

સાખી.

રૂદન કરતી રાગમાં ભરતીના રીનયન,
મૂક હમારા નાથને નિરદય પાપી જન.

મૂક મૂક પાપી જન પતિ પ્રાણનો જીવન,
ધિઃક ધિઃક રાજન તારા બાળને.
કરશો આ મધરી સંતાપ તારી નારી પણ વીલાપ,
એવો હંસણીયે શ્રાપ દીયો નળને.

ધરી ધીરજ દેવંસ ઉત્તમ કુળછો અવતંસ,
કહે હંસણીને હંસ વિહંગ પતિ.
છેદી પ્રેમ કે રોપાસ હવે મુકી મારી આસ.
તમે આપણે અવાસ પધારો સતી.
કહે હંસ નળને સાર મને મૂકી દો એકવાર,
તો હું કંઇક ઉપકાર કરીશ તુજને.
મારી નારીઓ નિશદીન કરતી હશે સહુ રૂદન,
દુઃખ આણીને મન સંભારી મને.
તેને આપી જરા ધીર પાછો નમાવું છું શીર,
આવી મહિપતિ વીર હું તુજ કને.
અમો બ્રહ્માના તન મીથ્યા બોલું કેમ વચન,
પૃથ્વી સ્વર્ગ સદન જો એક બને.
નીંદીત કૃત્ય કરૂં કેમ આપ પુર્વ જનમનાં બાપ,
વિશ્વાસ ઘાતનું પાપ લાગે મુજને.
માટે સમજીને મનમાંય મને મૂકી દયો નળરાય,
કરજોડીને પાય પડું તુજને.

આપી વેણુ ખાધા સમ કરી પ્રતિજ્ઞા પરમ,
પછી વેગે વીહંમંતે ઘેર ગયો.
નારી નેણુ કેરા નીર લોહી પાંખથી રૂધીર,
પછી પંખી તે ધીર હાજર થયો.

સાખી.

હાજર થઈને હંસલો બેશી મોડા મોડ,
પૃથ્વી પતિને પુછતો પંખી કરી કરજોડ.

કરજોડી કહે કનમનમાં બોલો મહિપતિ મીત્ર મગનમાં
કેમ ભાભી ભુવનમાં દેખાતાં નથી.
ભાંખે ભૂખ ભરી લોચન તમે આપ્યું છે વચન,
લાવો રામા રતન તે હંસ પતી.
રતિ ભારતી સ્વરૂપ જેનું રંભા સરખુ રૂપ,
ધન્ય ધન્ય તે રૂપ ગુણવતી,
જેની અમર કરે ઈચ્છાય એવી સુંદર જે કન્યાય,
પરણાવો તે સતી દમયંતીને.

માંગી માંગીને માહારાજ તમે એ શું માંગ્યું આજ,
રતિ સંભોગ કાજ સુતા નરની.
માગો માંગો કોઈ નળરાય અમર લોકની કન્યાય,
સુતા ગંધર્વ નાગ વિદ્યાધરની.
ભાખે ભૂપ એ વીસ કુમારી આ ખાત્રી લોકમાં પણ ધારી,
કો વિધાતાએ નારીનિ પજાવી નથી.
એવું રાય વચન પરતીજ સુણી પંખી પામ્યો રીજ,
કુંદન પુર જવાનીજ કીધી મતી.
માંગી વીહુમ વીદાય ત્યાંથી ઉડયો ઉડયો જાય.
ભૂપ વાડીની માંય, પેઠો પંખી,
બોલે હુંસ પતી ત્યાં લોલ અમૃત સરખા મીઠા બોલ,
ત્યાં તો કલોલ પંખી કરે ઝંખી.
બોલી મીઠી મીઠી વાણુ હુંસ ચતુરસુજાણુ,
નળરાયના વખાણુ મુખે કરતો;
અડધી રાત્રિ સમે ત્યાંય દ્યુત રમતી સખી માંય,
રૂડી રાજ્ય કન્યાનું મન હુરતો.

## સાખી.

મન હરતો મહિલાતણું, આદરી વચન વિહાર;
ચતુરા ચમકી સુણી તે પંખીનો પોકાર.

સુણી પંખીનો પોકાર ભિમકતનયા આવી બહાર,
સંગે સાહેલડી તે હજાર લઈ;
જોતાં દીઠો ચંપક છોડ રૂડો હંસ કામ કરોડ,
જેની શોભંતી જોડ દીસે ન કહી.
જેની સોવણુની છે કાય ચંચુ રત્નજડીત સુહાય,
જેની સુંદરતાય કવિ શું ગણે;
દીસે રંગે રૂપે લોલ કરે કાનમાં કલોલ,
અતિ મીઠડા બોલ મુખેથી ભણે.
સાવ સોવણુનું સાવજડું બ્રહ્માના ઘરનું લાડકડું,
એવું દીઠું રમકડું ઉપવનમાં;
પ્રગટી ઉપાય લાખ કરોડ બેઠો પંખી ચંપક છોડ,
તેને ઝાલવાનો કોડ થયો મનમાં.

धीरे हंस कमळने जोई एवो विचार प्रगटयो सोय,
गुणु पतिने होय गुमान घणुं;
मस्तक मुकयुं पलाशपान विकाशी हुथेळी कमळ समान,
मध्ये मुकयुं नीदान फूळ जांबु तणुं.
मूखे मून्य धरी रणुझणुती नीचु नीरखी अवनी खणुती,
नारी नासीकाए अति गणुगणुती;
कोटी प्राक्रम करती नेट बेठी बाळा चंपा हेठ,
भामा भमरनी पेठे मुखे भणुती.
जाणी अंबुजनो आकार आव्यो पंखी नीचे सार,
लीधो झाली ते वार विहुंगपति;
भेटी हुंसने भरी बाथ चतुरा चांपी रुदीआ साथ,
करी हुंसने हाथ सुहेते अति.

साखी.

हास्य करी नीज हुंसलो, भावी वचन रुधीर;
फरी फरी पूछे प्रेमथी, गोरी ते गुणुधीर.

પૂછે ગોરી તે ગુણધીરા બોલો બોલો વિહંગ વીરા,
હંસ કુળના હીરા રહે જડીઆ;
એવો કોણ છે નળરાય જેની કંચનવરણી કાય,
જેને બ્રહ્માએ પ્રાય જાતે ઘડીયો;
પછી પંખીએ પરમાણ કરી નળના વખાણ,
મારી મોહના બાણ ચીતડું લીધું;
ભાખી મધુરા વચન વરણી ભૂપ રૂપ રતન,
અતિ મહિલાનું મન વિહ્‌વળ કીધું.
કહે કન્યા માગી માન પડશે પંડ મુજ નીહાન,
પ્રાણદાનનું પ્રદાન આપો મુજને;
આપ એ વર કેરો સંગ જોજે આશા કરતો ભંગ,
હું તો વિનવું વિહંગ વીરા તુજને.
કર જોડીને કન્યાય કરે કાલાવાલા ત્યાંય,
લાગી ફરી ફરી પાય કરી વિનતી;
ડાહ્યા માણસને અઘાપ ઝાઝું શું કહીએ કરી જાપ,
વિશ્વાસઘાતનું પાપ છે ઉગ્ર અતિ.

લીધા પંખીએ પરમ એ વારતાના સમ,
આપી વેણુ વિહંગ તે ઉડી ગયો;
હંસે વખાણ્યું અનુપ ભીમક તનયા કેરૂં રૂપ,
સુણી ભોગી તે ભૂપ વ્યાકુળ થયો.
કીધી દ્રુત રમત પ્રકાશ નાંખી ઉંચા નીચા પાસ,
પુરી દમયંતીની આસ કૃતજ્ઞ થયો;
રાખ્યો મિત્રતાનો રંગ પોખ્યા પ્રેમ નેમ અભંગ,
પછી હંસ વિહંગ તે ઘેર ગયો.

## સાખી.

ઘેર ગયો નીજ હંસલો, કરી અતિ લીલાલહેર;
વળતી ભૂપતિ ભીમકે, રચ્યો સ્વયંવર ઘેર.
રીઝી રચ્યો સ્વયંવર ઘેર ભીમક ભુપતિએ કરી પેર,
તેડયા મહિતણાં નરેશ શહુ છત્રપતિ;
આવ્યા અમર કરી ઈચ્છાય વાસા વરૂણ વન્હિરાય,
વરવાને કન્યાય રૂપવંતી અતિ.

બેઠા સભા ભરી ચિકાર સ્યવંર મંડપ મોઝાર,
નળ આદીક રાજા કુમાર બહુ;
આવ્યા ઇંદ્રાદીક અનૂપ કરી શાંત સ્વરૂપ,
નળરાયના રૂપ ધરીને સહુ.
જેમ મેઘાડમરપાર નિસરે વિજ કરી ચમકાર,
જેમ અભ્રભેદી રવી ઉદય થયો;
તેમ રાજ્યભુવનથી સાર રાજ્યકન્યા નીસરી બહાર,
તેના તેજથી રાય આનંદી થયો.
સહસ્ર સાહેલી સંગાત ઝાલી માધવિ સખિનો હાથ,
આવી મંડપ માંય દીસે ન મણા;
ઝાલી કરમાંહે વરમાળ પૂરતી રાજ્યસભામાં બાળ,
દીઠા પંચસ્વરૂપ નળભૂપ તણાં.
કરી પરીક્ષા પરમાણ ચતુરા ચતુરસુજાણ,
માળા નળને આરોપી ઝંખવાયા નરો;
નીરખી દમયંતીની સેવ રંજન થઇને ચારે દેવ,
વર આપી વીદાય થયા અમરો.

# "રેખતો"

એક દીન હરી હઝરતકે દરબાર જાયગા,
ગુલામ ગુને ગારી મૈ બહુ તમાર ખાયગા. એક દીન.

પતંગિ રંગ્રે ઉડજાયગા રે ગબરૂ જવાનીકા,
બુજર ખબને ગાલીચમે હોગા હુશન પ્રિકા;
સબ ખલ્ક પસરજોરૂ બે દીલ હોજાગા. એક દીન.

કરતાહે સોમા સુકસે મર્દયાંરી ઇસ્કિકી,
રખતાહે મ્હોબત મુર્તબા આશક હોજીરૈકરી;
એક દીનકી ગિરપૂ તારી બેજાર બના થગા. એક દીન.

કરતાન કયો કમ બખ્તજો ખુદાકી બંદગી,
જબ મારકે ચલી ચલી જાયગી જાહીર જીંદગી;
રહેગા રૂકાગ ફલતમેં દમ દફા હોજાયગા એક દીન.

પઢતા કુરાને શરીફકો કરકેન દીલ ફીદા,
મકકે મદીને કીહજમેં કરતા ન કર નિંદા;
મગર મુરાદ દુસરી ન કામ આયગા. એક દીન.

છુટ જાય ઇસી ખલ્કમેં આદમ સેહમ જના,
હો જાયગી બની પલ્કમેં આલમ સબીફના;
ઘર જર જોરૂ દરબાર સબ પડા રહાયગા. એક દીન.

માધર, પિધર, બિરાદર, જીસિદિલ મેં ચહેગા
ફુટકે ફિરિ શિર છતીઆં સબરોકે રહેગા;
કિસીકા કછુના ચલેગા ન દુઃખસે છુડાયગા. એક દીન.
હોગા હુકુમ હજુરકા જબગિર્ફ તારકા,
છુટેગા જો પરવાના પરવર દીગારકા;
ઝસિ બખ્ત કેદી કરકે પહુરા લગાયગા, એક દીન

કંગાલ કાયર કરકે જબ બૂરે હવાલકે
હાથો મેં કડી પાઉંમે જંજીર ડાલકે;
બરજોરી બાંધ મુસ્કે જાહીર લેજાયગા. એક દીન.
દુસ્મનકી જબરદસ્તિ કયો કરકે સહેગા,
ગુજરે ગાજુલુમ જસ્તિ કયો દરગુજરહેગા;
સોદુઃખકી બૂરી બતિયાં કિસિકો કહાયગા. એક દીન.
માલીકજો મોલા હઝરત હરિકી હજુરમેં,
કાદરજો કરદી ગારકે કદમાકી ફૂરમેં;
જબલો ખડા રખેગા દિલ દયાન લાયગા. એક દીન.

ફેર ચસ્મ ભર નિઝારા હુઝરત દિદારકે,
ક્યા દેગા જુબાપદારી અરજી ગુજારકે;
સખી કે માલીક આગે જબ ખડા રહાયગા. એક દીન



# મસ્તાન પ્યાર.

ગઝલ.

પડીને ઇસ્કના ફંદે, મઝા મોજો ઉડાવાના,
મીઠી મ્હોબત તણી પ્યાલી પીને ગુલતાન થવાના.
ખરે આ જીંદગી સારી, ભલે જો જાયજ હુનમમાં,
અડગ એ ટેક મારો છે, નહિ ભુલાય સ્વપ્નામાં.
હજારો માલ મીલકતની, નહિ દરકાર કરવાના,
ખુવારી છો થતી એમાં, હમો નહિ લેશ ડરવાના.
બની મસ્તાન મ્હોબતમાં, હમો એ ફીકરે ફરતા,
હમે બસ પ્યારના મંત્રે, કઈ પરવા નહિ ધરતા.

લઈને સ્નેહુની માળા, જીગરમાં પ્યાર જપવાના,
હુમે તો પ્યાર નામે, સુખે ગરદન ઝુકાવાના.
શીરે સંકટ પડે ભારી, નહિં દરકાર કરવાના,
હુમોને પ્યારની પરવા, મળે મોજો ઉડાવાના.
હુમે આ દેહુ ધારી છે, અહુા દીલદારના માટે,
હુવાલે જાન આપીશું, અહુા દીલજાનના માટે.



# પ્યારથી પશ્ચાતાપ.



ગઝલ.

અરે ઓ ઈસ્ક કરનારા, પુરા પસ્તાઇને રડશો,
પરસ્ત્રી પ્યારનાં ફંદે, પડી એ મોંત આથડશો.
ઈસિકમાં વિપત્તિ કેવી, પડે છે શીરપરે ભારી,
કઠણુ છે ઈસ્કનાં રસ્તા, રમત રમશો નહિ જારી.
ઘણુા જન ઈસ્કમાં ઘેલા, બની ઘરબાર મેલીને,
જગાવી જોગ જંગલમાં, ભભુતિ અંગ ચોળીને.

વચન માની જરા મારૂં, બીરાદર ભુલ સુધારે,
સબરકર યાર મસ્તાના, નફો ના ઈસ્ક વેપારે.
પ્રિયા ગૌતમતણિ માટે, કલંક શીર ચંદ્રએ લીધું,
વળી તે કારણે ઇંદ્રે, શરીરે કસ્ટ બહુ લીધું.
ગુલોના બાગને છોડી ગટરની શું હવા લેવી,
ક્ષણભર સુખને માટે, કલંકીત કિર્તીને કરવી.
કરે છે જે જને। યારી, થયા ધનવાન ભીખારી,
તજો પર નારની યારી, રદયમાં સીખ લો સારી.
તજી પરનારની પ્રીતી, નીતિથી ચાલજો સુખે,
અનીતિ કર્મને છોડી, ભજી લો શ્રી હરી મુખે.



## હરીગીત છંદ.



એ નારી નહિ સામું જુએ, જોબન અને જર ખુટતાં,
ક્ષણુવારના સુખ માટ મલશે, નર્ક દોરી તુટતાં.
નિજ રાજ પત્નિ પુત્રીને. ખોઇ કરણુ રખડયો વને,
કાઢયો નથી કંઈ સાર, કરીને જાર વ્યભીચારી જને.
ધનવાનને ભીખારી કીધા, ભીખ ઘર ઘર માંગતા,
લાખો જણુાએ જાન ખોયા, નામને શકુ આણુતા.
નીજ નારીને સંતોષીને, સંસાર સુખ બનાવજે,
ઇજત અને યશ મેળવી, રહૃદયે પ્રભુ પધરાવજે.



# વિરહી વામા.

હરીગીત છંદ.

મનમાં અતિ મલવા તણું વ્યાકુળ દીલ મુજ થાય છે,
અતિ સ્નેહથી સંભાળતું, મુજ મન ઘણું ઘભરાય છે.
પણ સું કરૂં સુઝે નહિ, મનમાં મુંઝાઈ હું મરૂં,
ઉપાય કંઈ ચાલે નહિરે, ના ઈલાજે સું કરૂં.
આ રંકની અરજી સુણી, ના રેમ મનમાં લાવશો,
ફરી મુખ જોશો નહિ, અરજી સુણી ઝટ આવશો.
મહેલો જરૂખા માળીઆ, વાલમ વિના સુના દીસે,
સુનસાન સઘળું ભાસતું, આનંદ કંઈએ ના દીસે.
ઘડીભર અરે ગમતું નથી, જઈ બાગમાંહિ હું ફરૂં,
પણ જોઈ વેલી વૃક્ષ સાથે, કામ કોપે હું બરૂં.
પ્રીયતમ હવે આવી મળો, મુજ વાલને હૈયે ધરી,
નગણા થયા સું નાથજી, મુજ રેમ ને રહયે ધરી,
આ દીન દાશી આપની, સંભાળતી અશ્રુ ભરી.

# પારસીભાઇઓને સાલ મુબારક.



ગઝલ.

નવીન સુભ શાલ જરથોસ્તી
બીરાદરને મુબારક હો.
કરો પરમાર્થના કામો
અખુટ રીધ્ધી મુબારક હો
રહો સઉ સંપ સંપીને
પ્રજા વૃદ્ધિ મુબારક હો
તમોપર પાક પરવરની
રહુમ હરદમ મુબારક હો
નવું આ સાલ જરથોસ્તી
નવિન નવરોઝનો દીન છે
દુવાતમ સ્નેહીએ દીધી
દુવા મારી મુબારક હો



# ચહાને અર્પણ.



ગઝલ.

અરે ગુલજાર ઓ નારી, પૂર્સે સહુ પૂંદમાં તારા.
જપે તુજ નામની માલા, બની તાબે સહુ તારા.
મુકીને કામ સહુ અળગા પ્રથમ પુંજાય તું દેવી.
કરે આધીન તું સહુને, અરે એ મોહની કેવી;
સવારે સ્નેહથી સઉકો, કરે આરાધના તારી.
કરી સ્વાધીન તને તન ધન, બજાવે સેવના તારી.
અહા તુજ નામની દેવી, પડે પીસ્તાલ હોટલમાં.
જપી તુજ નામને હરદમ, ધમાલો થાય હોટલમાં.
જુલમ દુનીયાપરે આવો, અરે તું કેમ દર્શાવે.
થયા આધીન તેને તું, દગો દઇ દર્દ ઉપજાવે.
ઠગારી તુજ સમી નારી, નહિ દીઠી મેં કોઈ કાળે.
બતાવે લહેજતો મીઠી, પછી દુખ દર્દથી બાળે.

બહુ બાળક અને બુદ્ધા; ગૃહસ્થોને ગરીબો કે,
જપી તુજ જાપને વાલી; કદમ બોસી કરે છે કે.
વખાણો સું કરૂં વાલી, રદય સહુને રહિ રાચી.
મહોબત પ્રેમથી કરતી, અરે કંઈ તું નથી કાચી.

# પ્રેમની પીડા.!!!

## રાગ ગરબી.

( કામણ દીસે છે હલબેલા તારી આંખમાંરે—એ રાગ. )

પર્મ પીડાની ભરેલી પ્રીતમ તારી પ્રીતડીરે કે જીવ સાથે જડીર.
પીડા ભરી પ્રીતલડી તારી નારીને દુખની દેનારી,
કહું તે કોને મારી ઘડી મુજને નડીરે. પર્મ પીડાજી.
મુકી કલંક કાળજડું છોળે લોક મુઆ મનગમતું બોલે,
મૂઢ અદેખા જાણે ન રસની રીતડીરે. પર્મ પીડા૦
બળતા બોલ રૂદેમાં ચાંપે સાસુડી ઘરમાં સંતાપે,
ધીરે ન મુજને ઘરડી ઘર મુકી ઘડીરે. પર્મ પીડા૦

પરણ્યે મારી પુંઠ નિહાળે નણંદી નિત બોલડીએ બાળે,
પાપી પડોશણ વેરણ થઇ પુંઠે પડીરે. પર્મ પીડા૦
પ્રેમ બાણ રૂદેમાં વાગ્યા સાસરીઆ શત્રુ થઈ લાગ્યા.
સ્યામા સહે કેમ પ્રીતમ પીડા આવડીરે. પર્મ પીડા૦
લજ્જા મનને વાળી આણે પ્રેમ પાસ પરાણે તાણે,
બાળાને બેલોહ ચુંબક મધે નડીરે. પર્મ પીડા૦
પ્રેમે પ્રભુને પાયે લાગું દયા કરો કંઈ સુખડે માગું,
વાટડી જોતી કરજોડી જુવતી ખડીરે. પર્મ પીડા૦



# ખાસ ધાતુ પુષ્ટીની ગોળીઓ.

આ દવાની ગોળીથી કોઇ પણ જાતના રોગના ઝપાટાથી આવેલી નબળાઇ યાતો શરીરમાંથી વીર્ય કે લોહી ઘટી જવાથી આવેલી નબળાઈ અથવા કોઈ પણ જાતથી આવેલી નબલાઇ મટાડી પાચન શક્તિમાં વધારો કરે છે. અને ઝાડાની કબજીઆત દુર કરી હંમેશાં ઝાડો સાફ લાવે છે. લોહી અને વીર્યનો સુધારો થાય છે. મંદ જઠરાગ્નીને પ્રદીપ્ત કરી પાંચન શક્તિમાં વધારો કરે છે. અને હાથ રસની કુટેવથી કમજોરી થઇ ગયેલી નસોને સતેજ કરે છે. મગજની ખોટી ગરમી દૂર કરી ખરૂં પુરસાતન બક્ષે છે. પીશાબનાં તમામ જાતના રોગો મટાડી સ્વપ્નામાં તથા પેશાબમાં જતી ધાતુને અટકાવે છે. જ્ઞાન તંતુની નબળાઇ ધાતુનું પાતળાપણું અજીર્ણ હાથ પગનું દુખવું, યાદ શકિનું ગુમ થવું, જુવાનીમાં બુઢ્ઢાપાની હાલત, મનની ચીંતા, મગજે ચકરી આવવી, ખાવાપર અરૂચી, મોઢાની ફીકાસ, જુવાન વિદ્યાર્થીનું અભ્યાસ કરતાં નબળું પડી ગયેલું મગજ એ સર્વેને દુર કરી થોડી મુદતમાં અજબ જેવો ગુણ કરે છે. ગમે તે રીતથી ગુમાવેલું પુરસાતન પાછું બક્ષે છે.

કીંમત ગોળી ૩૨ ની ડબ્બી નંગ એકનો રૂા. ૧ ટપાલ ખર્ચ ૪ આના બહાર ગામના ઓર્ડરપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

મળવાનું ઠેકાણું:-

**કમિશન એજન્ટ:--**

**શા. ગુલાબચંદ કીકાભાઇ**

ઠે૦ ભાગાતળાવ--**સુરત.**

# ધાતુ પુષ્ટીની ગોળીઓ.



સ્વપ્નામાં જતી ધાતુને અટકાવે છે. મંદ પડી ગયેલા જઠરાગ્નીને સતેજ કરે છે. ફીકા પડી ગયેલા ચહેરાને ગુલાબી બનાવે છે, મગજની વીકળતા દુર કરે છે, પેશાબમાં જતી ધાતુને બંધ કરે છે, શરીરની ખોટી ગરમી કાઢી નાંખે છે, બગડેલા લોહીને સાફ કરે છે, ઝાડાની કઠીણતા દુર કરે છે, ગયેલું પુરૂષાર્થ પાછું બક્ષે છે, કિંમત ગોળી ૩૨ ની ડબ્બી એકનો રૂા. ૧ બહાર ગામના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે.

દવા વાપરવાની રીત.

સવારે એક ગોળી ખાઈને ઉપર અર્ધો શેર દુધ પીવું. પરેજી કંઇ નથી.

મળવાનું ઠેકાણું:—

શા. ગુલાબચંદ કીકાભાઇ
ઠે૦ ભાગાતળાવ—સુરત.

# અગાઉથી ગ્રાહક થનારનાં મુબારક નામ.



| નકલ. | નામ |
|---|---|
| ૫ | દેશાઈ મોતીરામ ડાહ્યાભાઇ |
| ૧૦ | દેશાઇ જીભાઇ ભુલાભાઈ |
| ૧ | દેશાઇ ડાહ્યાભાઈ હીરા |
| ૫ | ,, હીરાલાલ મંછારામ |
| ૧ | ,, ઇચ્છારામ જીભાઇ |
| ૧ | ,, મુરચન માધવ |
| ૧ | ,, ગોવીંદજી કુંવેરજી |
| ૧ | ,, ત્રીકમભાઈ નારણજી |
| ૧ | ,, દેવચંદ દુલ્લભ |
| ૧ | ,, હીરાભાઇ મુલજી |
| ૧ | ,, નારણ રણછોડ |
| ૧ | ,, ઝવેર લાલા |
| ૧ | ,, પરશોતમ પરભુ |
| ૧ | પટેલ હાંસજી વનમાળી |
| ૧ | દેશાઇ જેરામ ગંગારામ |

૧ „ જીવણુ દયારામ

૧ „ ઠાકોર કુંવરજી પટેલ

૧ „ રામા ગંગારામ

૧ „ ખુશાલ માધવ

૧ „ દયારામ પરભુ

૫ „ મંછારામ ભુલાભાઇ

૨ પટેલ રતનજી વજેરામ

૧ દેશાઇ દયારામ ઇચ્છારામ

૧ „ હીરાલાલ રણછોડ

૫ „ નારણુ વલ્લભ

ડાહ્યા વલ્લભ

૧ મી. છીતારામ પરભુ

૧ મી. ભુલા કલ્યાણુ

રૂવા.

૧ દેશાઇ ભુલાભાઇ પ્રાગજી

ધામણુ.

૧ પટેલ ડાહ્યાભાઇ પરભુદાશ

બૈધાન.

૧ શાહ લલ્લુભાઈ ઝવેરદાસ

| | |
|---|---|
| ૧ | શાહ ઠાકોરભાઇ વીઠ્ઠલદાસ |
| ૧ | શા. ઝીણાભાઇ હરજીવનદાસ |
| ૧ | શા. ઠાકોરદાસ હરીલાલ |
| ૧ | મી. મુળશંકર ભગવાનજી |
| ૧ | શા. મગનલાલ મુળજી |
| ૫ | શેઠ માણેકજી બોટવાલા |
| ૫ | શેઠ ફરામજી જમશેદજી |
| ૫ | શેઠ જમશેટજી હોરમસજી પટેલ |

કરજણ.

| | |
|---|---|
| ૧ | દેશાઇ દલપતરામ દુલ્લભજી |



# ❋ અંડવૃદ્ધિ.

❋ યાને ❋

## કોથળીમાં લોહીનું ભરાવું અને તે કોથળીનું મોટું થવું.

આ રોગ વીજળીકના અદ્ભુત તથા અકસીર પ્રયોગથી કોઇ પણ જાતની ઇજા સિવાય જીંદગી સુધીને માટે ગેરેંટીથી તદ્દન સારા કરી આપવામાં આવે છે. સારા થયલા દરદીઓના સરટીફીકેટનું લીસ્ટ મંગાવો, એ સિવાય લકવો, સંધીવા, ચાંદી, ટાંકી, પરમીયો, નપુષકપણું, કંઠમાળ, ફેફસાનો દુખાવો, લોહીવા, વિગેરે દરેક જાતના ભયંકર દરદોને સારા કરવામાં આવે છે.

☛ ડોકટર કે. ડી. રોય. સી.

ઇલેકટ્રીક મેડીકલ પ્રેકટીસનર.

કેળાપીઠના પુલ ઉપર—સુરત.